॥ શ્રીસદ્ગુરુર્વિજયતેતમામ્ ॥

# શ્રીદ્વિજસ્ત્રિયોનું લઘુ-આહ્નિક.

---

યોજનાર,


પીતાંબર ગોવંદરામ ભટ્ટ.

સાણંદ, ગૂજરાત.


---


શ્રદ્ધાલુસ્ત્રિઓને વિનામૂલ્યે આપવા

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મરહુમ દરબાર શ્રીદેશાવાળાનાં માતુશ્રી

આઇ રાયબાઈ.

ભીલખા, કાઠિયાવાડ.

સંવત્ ૧૯૫૫. સને ૧૮૯૯.

---

અમદાવાદઃ-શ્રી ‘મુદ્રણકલામંદિર’ લિ. ખાડિયા.

☞ આ ગ્રંથ જેને જોઇએ તેણે, પ્રસિદ્ધકર્તાભણી પોસ્ટેજ-માટે અર્ધાઆનાની ટીકિટ મોકલી મંગાવી લેવી.

૭૨૧૪

॥ ૐ નમઃ શ્રીસદ્ગુરુપરમાત્મને ॥

# શ્રીદ્વિજસ્ત્રિઓનું લઘુઆહ્નિક.

સદાશિવસ્વરૂપી જે, શ્રીનથુરામ વલ્લભ;
પાદાબ્જે પ્રણમી પ્રીતે, લખું સ્ત્ર્યાહ્નિક સુલભ.
સ્વધર્મતત્પરા યોષા, પતિની સહધર્મિણી;
યત્નથી આચરે નિત્યે, આત્મભદ્રાભિલાષિણી.

સુખ, સંપત્તિ, સૌભાગ્ય, આયુષ્યવૃદ્ધિ તથા કલ્યાણની ઇચ્છાવાળી આર્યસ્ત્રિઓએ પ્રમાદ અને અનાસ્થાનો ત્યાગ કરી શ્રદ્ધાપૂર્વક નીચેપ્રમાણે નિત્યકર્મ કરવું જોઇએ.

## પ્રથમપ્રહર.

નિત્ય પ્રાતઃકાલમાં સૂર્યોદય થતાપૂર્વે પોતાના સ્વામીના પહેલાં મંગલવાણીનો ઉચ્ચાર કરતાં ઉઠી, સ્વપતિને નમન કરી, પવિત્રસતીએ શ્રીગુરુ તથા શ્રીસદાશિવનાં નામસ્મરણ કરવાં. [ વિધવાએ શ્રીશંકરની સ્તુતિ કરવી. ] તેપછી શયનોત્થાપન કરી ( પથારી ઉપરી કરી) ઘરમાંથી પુંજો વાળી, મલમૂત્ર ત્યાગ કરી આવી, પાંચવાર ડાબાહાથે, ચારવાર બેહાથે ને એકવાર બેપગે માટી લગાવી, હાથપગ ધોઇ, શુદ્ધપાણીથી ચાર કોગળા કરી દાતણ કરવું. અને તેપછી કેશપ્રસાધન કરી(માથું ગુંથી)ને વસ્ત્રસહિત સ્નાન કરવું;નગ્ન સ્નાન કરવું નહિ.

## સ્નાનવિધિ.

—નહાવાનું પાણી લઇ, " ગંગે ચયમુને ચૈવ, ગોદાવરિ સરસ્વતિ;નર્મદે સિંધો કાવેરિ જલેસ્મિન્ સંનિધિં કુરુ." એ મંત્ર બોલી, જલમાં ગંગાદિતીર્થોની ભાવના કરી, નમસ્કાર કરીને આચમન કરવું. પછી પૂર્વાભિમુખે બેસી, "અત્રાદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે દેહશુદ્ધિસિદ્ધ્યર્થં

પ્રાતઃસ્નાનમહં કરિષ્યે" એમ બોલી સંકલ્પ કરીને નહાવું. તેપછી આચમન કરી ધોયેલું વસ્ત્ર કિંવા અબોટીઉં પહેરવું.

## સૂર્યોપાસન.

પૂજનસામગ્રી પાસે લઈ, નિશ્ચિંતથી દર્ભ કે કાંબળીના આસનપર પૂર્વાભિમુખે બેસી, "કેશવાય નમઃ। નારાયણાય નમઃ। માધવાય નમઃ।" એ ત્રણમંત્રોવડે ત્રણ વાર આચમન કરી, "ગોવિંદાય નમઃ।" એમ કહી જમણાહાથની હથેલી ધોઇ, "વિષ્ણવે નમઃ।" એ મંત્ર બોલી બેઆંખોએ જલનો સ્પર્શ કરવો. પછી સૌભાગ્યવતીએ નીચેનો મંત્ર બોલી પોતાના કપાલે કંકુનો ચાંલ્લો કરવો:—

"રમામપર્ણાં સાવિત્રીં, વૈદેહીં દ્રૌપદીં ચ મે ;
સૌભાગ્યાય નમસ્કૃત્ય કુંકુમં ધારયામ્યહં."

અને વિધવાએ "શ્રીશિવાય નમઃ।" એ મંત્ર બોલી, કોરી વિભૂતિનો અથવા જલનો ચાંલ્લો કરવો.

પછી ડાબાહાથમાં જલ લઇ, "પુનાતુ માં તત્સવિતુવરેણ્યં" એમ ભણી, જમણાહાથનાં આંગળાંવડે કે ફૂલવડે તે જલથી પોતાના શરીર તથા આસનપર માર્જન કરવું (પાણી છાંટવું). ને તેપછી નીચેની રીતિએ ત્રણ પ્રાણાયામ કરવા.

પ્રથમ આંખો વીંચી, મૌન રાખી, જમણાહાથની છેલ્લી બેઆંગળીઓથી ડાબું નાક દબાવી રાખી, "નમો ભગવતે શ્રીસૂર્યાય" એ મંત્ર એકવાર મનમાં બોલતાં જમણીનાસિકાથી પવન અંતર ખેંચવો; પછી જમણાહાથના અંગૂઠાથી જમણું નાક પણ દબાવી દઇ, ઉપરનો મંત્ર ચાર વાર કે યથાશક્તિ ભણી રહેતાંસુધી અંતર રોકવો; અને બે વાર ઉચ્ચરતાં ડાબે નસકોરેથી ધીરે ધીરે રોકેલો પવન બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો; એવા ત્રણ કરવા.

પછી "અત્રાદ્ય અમુકમાસે અમુકપક્ષે અમુકતિથૌ અમુકવાસરે મમોપાત્તદુરિતક્ષયદ્વારા શ્રીપરમેશ્વરપ્રીત્યર્થં શ્રીસૂર્યોપાસનમહં

ચે" એમ બોલી સંકલ્પ કરવો. ત્યારપછી ઊભાં થઇ. નીચેનો મંત્ર ત્રણ વાર ભણી સૂર્યનારાયણને ત્રણ અર્ઘ્ય આપવા:—

"નમોસ્તુ સૂર્યાય સહસ્રભાનવે,
નમોસ્તુ વૈશ્વાનર જાતવેદસે;
ત્વમેવ ચાર્ઘ્યં પ્રતિગૃહ્ણ દેવ,
દેવાધિદેવાય નમો નમસ્તે"

એપ્રમાણે અર્ઘ્ય આપી, તે અર્ઘ્યના જલથી બેઆંખો-એ સ્પર્શ કરવો.

પછી "નમો ભગવતેશ્રી સર્યાય" એ મંત્રનો એકસો આઠ અથવા યથાશક્તિ જપ કરવો, અને તેપછી શ્રીસૂર્યને બે હાથ જો-ડી નમસ્કાર કરવા.

પછી—"અનેન શ્રીસૂર્યોપાસનકર્મણા શ્રીભગવાન્ પરમેશ્વરઃ પ્રીયતાં ન મમ" એમ બોલી જલ મૂકવું.

તેપછી પોતાના પતિ, ગુરુ, દેવ, બ્રાહ્મણ, અને સાસુસસરા આદિ જે કોઇ વૃદ્ધ હોય તેમને બે હાથ જોડી ભૂમિપર રાખી માથું નમાવી પગે લાગવું.

## જપયજ્ઞ.

જપયજ્ઞનું માહાત્મ્ય શ્રીમનુ તથા શ્રીયાજ્ઞવલ્કયે બહુ બહુ પ્રકારે વર્ણ્યું છે; માટે જપયજ્ઞની સિદ્ધિસારુ, સુજ્ઞસ્ત્રિઓએ નિત્ય શ્રીમદ્ભગવદ્ગીતા, વિષ્ણુસહસ્રનામ અથવા શિવમહિમ્નસ્તોત્ર આદિનો અનુકૂલતાપ્રમાણે પાઠ કરવો. સૌભાગ્યવતી સ્ત્રિઓએ વિશેષમાં સતીગીતાનો અર્થના મનનસાથે પાઠ કરવો, અને તે ન બને તો ઇશ્વરનામોચ્ચારણ કરવું—"શ્રીશિવાય નમઃ।" એ મંત્રનો યથાશક્તિ જપ કરવો.

## શિવપૂજન.

આગળ બતાવ્યાપ્રમાણે આચમનપ્રાણાયામ કરી, "અત્રાદ્ય અમુકમાસેઅમુકપક્ષેઅમુકતિથૌઅમુકવાસરે શિવપૂજનં કરિષ્યે" એમ બોલી સંકલ્પ કરી "શ્રીશિવાય નમઃ।" એ મંત્ર

બોલી શ્રીશંકરને સ્નાન કરાવી, એનો એ મંત્ર ભણી ભણીને અનુક્રમે ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય અર્પણ કરવાં. પછી નીચેપ્રમાણે બોલી જલ મૂકવું. "અનેન શિવપૂજનકર્મણા શ્રીસદાશિવઃ પ્રીયતાં ન મમ."

## નિત્યદાન.

આલોકપરલોકનાં સુખ તથા કલ્યાણની ઇચ્છા રાખનાર ધર્મશીલસ્ત્રિઓએ પ્રતિદિન પોતાના ઘરની સંપત્તિઅનુસાર દ્રવ્ય, વસ્ત્ર, અન્ન, ફલ કે જલઆદિનું દાન કરવાનો નિયમ રાખવો. કારણકે દાન ન કરવાથી દારિદ્રયાદિદુઃખોને પ્રાપ્ત થઇ અંતે અસદ્‌ગતિ પમાયછે. માટે પ્રત્યેક ગૃહસ્થસ્ત્રિએ એકે દિવસ દાન આપ્યાવિના રહેવું નહિ.

## દ્વિતીયપ્રહર.

પાણીઆરામાં જે ઉદકપાત્રો (ગોળીઓ, માટલીઓ, ઘડાગુણીઆઆદિ) હોય, તે બધાં વિંછળી, તાંબાપીતલનાં પાત્રો માંજી સ્વચ્છ કરી, શુદ્ધજલને જાડાલૂગડાના ગરણાથી ગાળીને ભરવાં. તેપછી રસોઈ કરવાસારુ વિણી ઝાટકી સ્વચ્છ કરેલું અન્ન, બળતણ, પાણી તથા બીજાં જોઇતાં સાધનસામગ્રીઆદિ આગળથી જ પાસે લઇને પાક કરવાના કામમાં પ્રવૃત્ત થવું.

## સુવાસિનીસ્ત્રિઓનું વિશેષ કર્તવ્ય.

ઉત્સાહપૂર્વક સાવધાનપણે રસોઇ કરી રહ્યાપછી, પોતાના સ્વામીને જમવા બેસવાસારુ આસન (પાટલો) ગોઠવી, જમણે પડખે જલપાત્ર મૂકી, સિદ્ધાન્ન (રંધાયેલું અન્ન) સ્વચ્છપાત્રમાં પિરસવું. પિરસવાનો પ્રકાર આપ્રમાણે છે-શાક, અથાણું, ચટણી આદિ વ્યંજનપદાર્થ ભોજનપાત્રમાં જમણીપાસે મૂકવાં; ભક્ષ્યભોજ્ય (પૂરી, રોટલી, લાડુ, શીરો, કંસાર આદિ) ડાબી પાસે, અને ભાતઆદિ પાત્રની મધ્યે મૂકવાં; તથા લેહ્યપદાર્થ (દાળ, કઢી, દૂધપાક, શ્રીખંડ, રસ અને ઘી આદિ)નાં પાત્રો પણ જમનારના જમણાહાથભણી મૂકવાં. પછી "નમઃ કાંતાય સર્વદેવાશ્રયાય" એ મંત્ર બોલી, પતિનું

ધ, અક્ષત ને પુષ્પથી પૂજન કરવું.

રસોઇ કરી રહ્યાપછી જો પોતાના ઘરમાં કોઈ વૈશ્વદેવ કરનાર ન હોય, તો જે અગ્નિથી પાક થયો હોય તે અગ્નિ કુંડમાં કે બીજા પાત્રમાં લઇ, ઘીવાળા ભાતની અથવા ભાત ન કર્યો હોય તો કાચા ચોખા પાણીથી ધોઇ ઘીવાળા કરી, "અગ્નયે નમઃ। વાયવે નમઃ। સૂર્યાય નમઃ। પ્રજાપતયે નમઃ। અગ્નયે સ્વિષ્ટકૃતે નમઃ।" એ પાંચ મંત્રો ભણી અગ્નિમાં પાંચ આહુતિઓ આપવી. અને ત્યારપછી એ રંધાયેલા અન્નમાંથી ગોગ્રાસ (ગાયનો ભાગ), શ્વાનગ્રાસ (કૂતરાનો ભાગ) અને કાયસબલિ (કાગડાનો ભાગ) કાઢી,કોઇ ક્ષુધાર્ત અતિથિ-અભ્યાગત-આવી મળે તો તેને આદરપૂર્વક જમાડવો.

## ભોજનવિધિ.

પિરસાએલા પાત્રને જરા જલથી પ્રોક્ષણ કરી, તેમાંથી "ભૂપતયે નમઃ। ભુવનપતયે નમઃ। ભૂતાનાં પતયે નમઃ।" એ ત્રણ મંત્રો બોલી ત્રણ વાર થોડું થોડું અન્ન પાત્રની બહાર મૂકી, એકવાર આચમન કરી, આંખોએ જલનો સ્પર્શ કરી સ્થિરતાથી જમવું.

## તૃતીયપ્રહર.

ઉચ્છિષ્ટવાસણ તથા જલપાત્રઆદિ માંજી, ભોજનનું સ્થલ અને ચૂલાને લિંપી શુદ્ધ કરી, દિવસનાં આવશ્યક કામોથી પરવારી, પ્રીતિપૂર્વક ઉત્સાહથી અનુકૂલતાપ્રમાણે પોતાને જેમાંથી સદ્બોધ મળે, ને કોઇપ્રકારનો વિકાર ઉત્પન્ન કરે નહિ એવાં જ્ઞાન તથા નીતિનો બોધ કરનારાં શાસ્ત્રો જેવાં કે મહારામાયણ (યોગવાસિષ્ઠ), વાલ્મીકિરામાયણ, મણિરત્નમાલા, ભામિનીભૂષણ તથા પરમકારુણિકાગ્રગણ્ય મહાનુભાવ પૂજ્યપાદ મહારાજશ્રીમન્નથુરામશર્માપ્રણીત શ્રીમદ્ભગવદ્ગીતાની રહસ્યપ્રદીપિકા ટીકા તથા પરમપદબોધિની, યોગકૌસ્તુભ, માનવકર્તવ્ય, લઘુબોધમાળા આદિ તથા શ્રીસતીગીતા ઇત્યાદિનું લક્ષપૂર્વક અવલોકન કરવું. વિષયવાસના વધારનારા શૃંગારી કે અલંકારીગ્રંથો વાંચવા નહિ.

## ચતુર્થપ્રહર તથા સાયંકાલનું કર્તવ્ય

દિવસના ચોથાપહોરમાં, ઘરમાં રહેલા ઉપસ્કર (વસ્ત્રાલંકાર વાસણઆદિ)ની યોગ્ય વ્યવસ્થા કરવી; તથા સાયંકાલ થતાં સત્વર પવિત્ર થઇ, ઘૃતદીપક કરવો; અને ત્યારપછી બીજા તેલઆદિના દીવા પ્રજવાલવા. પછી "દીપો જ્યોતિઃ પરબ્રહ્મ, દીપો જ્યોતિર્જનાર્દનઃ। દીપો હરતુ મે પાપં, સંધ્યાદીપ નમોસ્તુ તે." એમ બોલી દીવાની પ્રાર્થના કરી નમસ્કાર કરવો. અને તેપછી આચમનપ્રાણાયામ કરી, "શ્રીશિવાય નમઃ।" એ મંત્રનો યથાવકાશ જપ કરવો, દીવો દક્ષિણદિશાભણીના મુખે મૂકવો નહિ.

## રાત્રિનું કર્તવ્ય.

રાત્રિએ પહેલા જ પહોરમાં ભોજન થઇ જાય તેમ કરવું, અને એઠાં વાસણ પણ વાસી નહિ રહેવા દેતાં ત્વરિત જ માંજી નાખવાં. તેપછી સ્વચ્છસ્થલે ઉત્તરદિશાવિનાના ઊશિકાએ પથારી કરવી. પોતાના શયનસ્થાનસમીપ જલપાત્ર, પ્રાતઃકાલે દર્શન કરવાસારુ પોતાના સ્વામી ગુરુ કે ઇશ્વરની છબી, અને દીપક રાખી રાત્રના બીજાપહોરમાં રાગદ્વેષમાં ગુંથાયેલા પોતાના ચિત્તને શાંત કરી, પરમાત્માનું સ્મરણ કરતાં નિદ્રાવશ થવું.

## શ્રેયસ્કરવર્તન.

પવિત્રપ્રમદાએ પોતાની સદ્‌ગતિરૂપ પોતાનું પાતિવ્રત્ય જ ગણીને નિરંતર પતિસેવામાં તન, મન અને ધનવડે યત્નવાન્ રહેવું. પોતાનો પતિ ગુણવાન્ કે ગુણહીન હોય તોપણ તેને ઇશ્વરરૂપ માની તેનાથી વિરુદ્ધ કયારે પણ વર્તવું નહિ. પતિસામું અનમ્રવચન વદવું નહિ. સ્વામીના જમ્યાપછી જમવું; ને સૂતાપછી સૂવું. શરીર મલિન રાખવું નહિ. પોતાના પતિના આયુષ્યની વૃદ્ધિ ઇચ્છનાર સુજ્ઞસીમંતિનીએ કંકુ, કાજલ, ચોળી, પાન, મંગલસૂત્ર, કાંશકી, અંબોડો, કરકંકણ અને કર્ણભૂષણ એ સૌભાગ્યવતીના અલંકારો કદાપિ દૂર કરવા નહિ. પરપુરુષોના સામું જોઇ વાત કરવાની ટેવ રાખવી નહિ. પોતાનાથી અધિક-

વયના અન્યપુરુષોને પિતાસમાન, સમાનવયનાને ભાઈસમાન, અને પોતાનાથી નાનીવયના પુરુષોને પુત્રસમાન જાણવા. કયારે પણ નિર્લજ્જપણે વર્તવું નહિ. હોલીક્રીડા કરવી કે ફટાણાં ગાવાં એ આદિ દુરાચરણોથી કુલીનસ્ત્રિઓએ અવશ્ય દૂર રહેવું. એકલાં બહાર કે ગ્રામાંતર જવું નહિ મેળાઆદિ જયાં ઘણાં માણસોનો સમૂહ હોય ત્યાં સુલક્ષણાસાધ્વીએ જવું નહિ. શણગાર સજી વિનાપ્રયોજન બહાર નીકળવું નહિ. પતિના વિયોગસમયે બ્રહ્મચર્ય પાળવું. રજોદર્શનના દિવસોમાં બહાર ફરવું નહિ. અસ્પૃશ્યના દિવસો બરાબર પાળવા. ચોથેદિવસે નાહી, પંચગવ્ય પીવું. ગર્ભિણીસ્ત્રિઓએ સદા આનંદમાં રહેવું. પ્રવાસ કરવો નહિ, હળવા પદાર્થો ખાવા, મૈથુન કે બહુ જાગરણ કરવું નહિ, ભયંકરસ્થાને જવું કે તેવા પદાર્થો જોવા નહિ, ને નિત્ય પતિ અથવા શ્રીસદાશિવની ભક્તિ કરવી.

વિધવાએ માથે અંબોડો બાંધવો એ કેવલ અધર્મરૂપ તથા પાપનું ચિહ્ન છે; માટે વાળ રાખવા નહિ. ચાંદ્રાયણાદિ વ્રતો કરી ઇંદ્રિયોનું દમન કરવું; ને અખંડ બ્રહ્મચર્ય પાળવું. સર્વથા વૃદ્ધસ્ત્રિઓનો જ સંગ રાખવો, અને નિરંતર ઈશ્વરભજનમાં તત્પર રહેવું.

ઇતિશિવમ્.

ॐ

॥ ॐ શ્રીસદ્‌ગુરુપરમાત્મને નમઃ ॥

॥ અથ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમ્ ॥

વિશ્વં દર્પણદૃશ્યમાન નગરીતુલ્યં નિજાંતર્ગતં
પશ્યન્નાત્મનિ માયયા બહિરિવોદ્ભૂતં યથા નિદ્રયા ।
યઃ સાક્ષાત્કુરુતે પ્રબોધસમયે સ્વાત્માનમેવાદ્વયમ્
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥ ૧ ॥

અર્થઃ—દર્પણમાં દેખાતી નગરીની પેઠે નિજાંતર્ગત વિશ્વને જેમ નિદ્રાએ કરીને દેખીએછીએ, તેમ માયાએ કરી બહાર ઉદ્‌ભૂતની પેઠે આત્મામાં દેખતાં છતાં જે પ્રબોધના સમયમાં અદ્વયરૂપસ્વાત્માને જ અપરોક્ષ કરેછે, તે શ્રીગુરુની મૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૧.

બીજસ્યાંતરિવાંકુરો જગદિદં પ્રાઙ્‌નિર્વિકલ્પં પુનર્
માયાકલ્પિતદેશકાલકલનાવૈચિત્ર્યચિત્રીકૃતમ્ ।
માયાવીવ વિજૃંભયત્યપિ મહાયોગીવ યઃ સ્વેચ્છયા
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥૨॥

અર્થઃ—બીજની અંતર્ અંકુરની પેઠે આ જગત્ પૂર્વે નિર્વિકલ્પ હતું, પછી માયાવડે કલ્પિત દેશકાલની કલ્પનાથી વિચિત્રતાએ કરી વિચિત્રના પેઠે કર્યું છે. જે માયાવીની પેઠે અને મહાયોગીની પેઠે સ્વેચ્છાએ કરી વિલાસને કરેછે, તે શ્રીગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૨.

યસ્યૈવ સ્ફુરણં સદાત્મકમસત્કલ્પાર્થગં ભાસતે
સાક્ષાત્તત્ત્વમસીતિ વેદવચસા યો બોધયત્યાશ્રિતાન ।

યત્સાક્ષાત્કરણાદ્ભવેન્ન પુનરાવૃત્તિર્ભવાંભોનિધૌ
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥૩॥

અર્થઃ—જેનું સ્ફુરણ સત્રૂપ છતાં અસતના જેવા પદાર્થોમાં અનુસ્યૂત ભાસેછે, અને જે 'તત્વમસિ' આ વેદના વચનવડે શરણાંગતોને સાક્ષાત્ બોધ કરેછે, વળી જેના સાક્ષાત્કારથી સંસારસાગરમાં પુનર્જન્મ થાય નહિ, તે શ્રીગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૩.

નાનાછિદ્રઘટોદરસ્થિતમહાદીપપ્રભાભાસ્વરં
જ્ઞાનંયસ્યતુચક્ષુરાદિકરણદ્વારાબહિઃસ્પન્દતે ।
જાનામીતિ તમેવ ભાંતમનુભાત્યેતત્સમસ્તં જગત્
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥૪॥

અર્થઃ—ઘણાછિદ્રવાળા ઘડાના ઉદરમાં રહેલા મોટા દીવાના પ્રકાશના જેવું પ્રકાશવાળું જેનું જ્ઞાન ચક્ષુરાદિકરણદ્વારા બહાર સ્ફુરેછે. 'હું જાણુંછું' એવીરીતે તેના જ ભાસમાન થયે આ સમસ્ત જગત્ પછી ભાસેછે. તે શ્રીગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૪.

દેહં પ્રાણમપીંદ્રિયાણ્યપિ ચલાં બુદ્ધિં ચ શૂન્યં વિદુઃ
સ્ત્રીબાલાંધજડોપમાસ્ત્વહમિતિ ભ્રાંતા ભૃશં વાદિનઃ ।
માયાશક્તિવિલાસકલ્પિતમહાવ્યામોહસંહારિણે
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥૫॥

અર્થઃ—સ્ત્રી, બાલક, અંધ અને જડની ઉપમાવાળા ઘણા ભ્રાંત વાદિપુરુષો તો દેહને, પ્રાણને, ઇંદ્રિયોને, ચંચલ બુદ્ધિને અને શુન્યને 'હું છું' એમ જાણેછે. તે માયાશક્તિના કાર્યરૂપ કલ્પિત મહાવ્યામોહનો સંહાર કરનારા શ્રીગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૫.

રાહુગ્રસ્તદિવાકરેંદુસદૃશો માયાસમાચ્છાદનાત્
સન્માત્રઃ કરણોપસંહરણતો યોઽભૂત્સુષુપ્તઃપુમાન્ ।
પ્રાગસ્વાપ્સમિતિ પ્રબોધસમયે યઃ પ્રત્યભિજ્ઞાયતે
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥૬॥

અર્થઃ—માયાવડે સમ્યક્રીતે આચ્છાદિત થવાથી રાહુવડે ઘેરાયેલા સૂર્ય અને ચંદ્રની પેઠે સન્માત્રરૂપ જે પુરુષ કરણોના વિલયથી સુષુપ્ત થયો હતો, અને જે જાગ્રત્ના સમયમાં 'હુ પૂર્વે સૂતો હતો' એમ પ્રત્યભિજ્ઞાનનો વિષય કરાયછે, તે શ્રીગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૬.

બાલ્યાદિષ્વપિ જાગ્રદાદિષુ તથા સર્વાસ્વવસ્થાસ્વપિ
વ્યાવૃત્તાસ્વનુવર્તમાનમહમિત્યંતઃસ્ફુરંતંસદા ।
સ્વાત્માનં પ્રકટીકરોતિ ભજતાં યો ભદ્રયા મુદ્રયા
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥૭॥

અર્થઃ—બાલ્યાદિકવિષે તેમ જાગ્રદાદિક પરસ્પરભિન્ન સર્વ અવસ્થાવિષે અનુવર્તમાન, અને 'હું છું' એમ અંતર સદા સ્ફુરવાવાળા સ્વાત્માને જે ભજન કરવાવાળાની મધ્યે ભદ્રામુદ્રાવડે પ્રકટ કરેછે, શ્રીગુરુમૂર્તિરૂપ તેશ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૭.

વિશ્વં પશ્યતિ કાર્યકારણતયા સ્વસ્વામિસંબંધતઃ
શિષ્યાચાર્યતયા તથૈવ પિતૃપુત્રાદ્યાત્મના ભેદતઃ ।
સ્વપ્ને જાગ્રતિ વા ય એષ પુરુષો માયાપરિભ્રામિતસ્
તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥૮॥

અર્થઃ—જે આ પુરુષ માયાવડે ચારેગમથી ભ્રાંતિને પામેલો સ્વપ્નવિષે અથવા જાગ્રત્વિષે કાર્યકારણભાવવડે, સ્વ-

સ્વામિસંબંધથી અને શિષ્યઆચાર્યભાવવડે તેમ જ પિતાપુત્ર-આદિસ્વરૂપવડે ભેદથી વિશ્વને દેખેછે, તે શ્રીગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૮.

ભૂરંભાંસ્યનલોઽનિલોંબરમહર્નાથો હિમાંશુઃપુમા-
નિત્યાભાતિ ચરાચરાત્મકમિદં યસ્યૈવ મૂર્ત્યષ્ટકમ્ ।

નાન્યત્ કિંચન વિદ્યતે વિમૃશતાં યસ્માત્પરસ્માદ્વિભો-
સ્તસ્મૈ શ્રીગુરુમૂર્તયે નમ ઇદં શ્રીદક્ષિણામૂર્તયે ॥ ૯ ॥

અર્થઃ—પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને પુરુષ એમ ચરાચરસ્વરૂપ આ જેની મૂર્તિનું અષ્ટક જણાયછે, અને વિચારકરવાવાળા પુરુષને જે વિભુરૂપપરમાત્માથી બીજું કાંઇ પણ વિદ્યમાન નથી, તે શ્રીગુરુમૂર્તિરૂપ શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર હો. ૯.

સર્વાત્મત્વમિતિ સ્ફુટીકૃતમિદં યસ્માદમુષ્મિઁસ્તવે
તેનાસ્ય શ્રવણાત્તથાર્થમનનાદ્ધ્યાનાચ્ચ સંકીર્તનાત્ ।
સર્વાત્મત્વમહાવિભૂતિસહિતં સ્યાદીશ્વરત્વં સ્વતઃ
સિદ્ધ્યેત્તત્પુનરષ્ટધા પરિણતં ચૈશ્વર્યમવ્યાહતમ્ ॥૧૦ ॥

અર્થઃ—જેથી આ સ્તોત્રમાં એમ આ સર્વાત્મભાવ સ્પષ્ટ કર્યો છે, તે હેતુથી આના શ્રવણથી તથા અર્થના મનનથી અને ધ્યાનથી તથા સંકીર્તનથી મહાવિભૂતિસહિત સર્વાત્મભાવરૂપ ઇશ્વરભાવ સ્વતઃસિદ્ધ થાયછે. વળી તેનું આઠપ્રકારથી પરિણામને પામેલ અભંગ ઐશ્વર્ય થાયછે. ૧૦.

ક્ષેપક શ્લોકો.

વટવિટપિસમીપે ભૂમિભાગે નિષણ્ણં
સકલમુનિજનાનાં જ્ઞાનદાતારમારાત્ ।

ત્રિભુવનગુરુમીશં દક્ષિણા

જનનમરણદુ:ખચ્છેદદક્ષં નમા.

અર્થ:—વડના વૃક્ષની સમીપમાં ભૂમિ

બેઠેલા, સર્વમુનિજનોની સમીપ જ્ઞાન દેનારા, ત્રણ

ઇશ્વર ને જન્મમરણનાં દુ:ખોને નાશ કરવામાં ચતુ

ણામૂર્તિદેવને હું નમસ્કાર કરું છું. ૧૧.

ચિત્રં વટતરોર્મૂલે, વૃદ્ધાઃ શિષ્યા ગુરુર્યુવા ।

ગુરોસ્તુમૌનંવ્યાખ્યાનં શિષ્યાસ્તુચ્છિન્નસંશયાઃ ॥ ૧૨ ॥

અર્થ:—વડના ઝાડના મૂળમાં વૃદ્ધ શિષ્યો અને યુવાન ગુરુ છે, વળી ગુરુનું મૌન વ્યાખ્યાન છે, અને શિષ્યો સંશયરહિત છે, એ આશ્ચર્ય છે. ૧૨.

ॐનમઃ પ્રણવાર્થાય, શુદ્ધજ્ઞાનૈકમૂર્તયે ।

નિર્મલાય પ્રશાંતાય, દક્ષિણામૂર્તયે નમઃ ॥ ૧૩ ॥

અર્થ:—શુદ્ધજ્ઞાનૈકમૂર્તિ પ્રણવાર્થને નમસ્કાર હો. નિર્મલ પ્રશાંત શ્રીદક્ષિણામૂર્તિને નમસ્કાર હો. ૧૩.

નિધયે સર્વવિદ્યાનાં, ભિષજે ભવરોગિણામ્ ।

ગુરવે સર્વલોકાનાં, દક્ષિણામૂર્તયે નમઃ ॥ ૧૪ ॥

અર્થ:—સર્વવિદ્યાઓના નિધિ, ભવરોગિઓના વૈદ્ય ને સર્વલોકોના ગુરુ શ્રીદક્ષિણામૂર્તિને નમસ્કાર હો. ૧૪.

મૌનવ્યાખ્યાપ્રકટિતપરબ્રહ્મતત્ત્વં યુવાનં

વર્ષિષ્ઠાંતેવસદૃષિગણૈરાવૃતં બ્રહ્મનિષ્ઠૈઃ ।

આચાર્યેંદ્રં કરકલિતચિન્મુદ્રમાનંદરૂપં

સ્વાત્મારામં મુદિતવદનં દક્ષિણામૂર્તિમીડે ॥ ૧૫ ॥

.નહસપરિવ્રાજકાચાર્ય શ્રીમચ્છંક-
ત્રીદક્ષિણામૂર્તિસ્તોત્રમ્ ॥ ૐ ॥

.— ૈક્ષતત્ત્વને પ્રકટકરવામાં મૌન છે વ્યાખ્યા જેની
.નવસ્થાને ધારણ કરનારા, સમીપમાં વસતા અતિવૃ-
.ષઓવડે અને બ્રહ્મનિષ્ઠોવડે ઘેરાયેલા, હાથવડે કરેલી
.રામુદ્રાને ધારણ કરનારા, આનંદરૂપ, સ્વાત્મારામ, પ્રસન્નવ-
.નવાળા, અને આચાર્યોમાં ઇંદ્રરૂપ એવા શ્રીદક્ષિણામૂર્તિની હું
સ્તુતિ કરૂંછું. ૧૫.

॥ સમાપ્તોઽયં ગ્રન્થઃ ॥

" અનેન ભગવાન શ્રીમદ્દક્ષિણામૂર્તિરીશ્વરઃ
ગુર્વાત્મા પ્રીયતાં નિત્યં તત્ત્વજ્ઞાનપ્રદઃ સતામ્ " ॥

ભાવાર્થઃ—ભગવાન શ્રીમદ્દક્ષિણામૂર્તિ જે ઇશ્વર, ગુરુ અ-
ને આત્મારૂપ છે, તથા સત્પુરુષોને તત્ત્વજ્ઞાન આપનારા છે, તે-
ઓ આકૃતિવડે નિત્ય પ્રસન્ન થાઓ.

